( गुर्जरपद्यप्रकाशिकान्वित )

# काठकोपनिषत् ।



હરિદાસ મથુરાદાસ.

જમનાદાસ મથુરાદાસ.

( गुर्जरपद्यप्रकाशिकान्वित )

# काठकोपनिषत् ।



સ્વ. પૂ. પિતાશ્રી મથુરાદાસ સુંદરજી હેમરાજ
તથા માતુશ્રી માનાબાઈના સ્મરણાર્થે

છપાવી પ્રસિદ્ધકરનાર

## હરિદાસ મથુરાદાસ

તથા

## જમનાદાસ મથુરાદાસ

મુલજી જેઠા મારકેટ કૃષ્ણરાજ ગલી

મુંબઈ

સંવત ૧૯૯૫ અધિક શ્રાવણ સન ૧૯૩૯



॥ विना मूल्यं वितीर्यते ॥

# ઉપોદ્‌ઘાત

ગુજરાતી કોપીરાઈટ-સંગ્રહ

ઉપોદ્‌ઘાતે શું લખે ? કહેવાય લઘુ પુસ્તક,
છે મહાને મહાન તે, એટલું લખવું બસ.
મુળ કરતાં ક્યાં એ અધિક, લખાયલુંછ જણાય,
અર્થો સમજવાને કરી, દોષ જ નવ લેવાય.
રચનારો તે શું રચે? બીજો રચાવનાર,
અળગો રે છે અંતરે, દયા કરે જે વાર,
લખનારાને તે પછી, નવ લખવે છે કષ્ટ,
રચનારો પ્રેમે કરી, લખવા માંડે સ્પષ્ટ.
થઈછ ઈશ કૃપા ખરે, એકાદશા ઉપર.
મન, બુદ્ધિ, ઇન્દ્રિયો કરી, લખવાને તત્પર,
પોતે કરીને પ્રેરણા લખાવ્યુંછ આ સાર.
વંદન પ્રભુ તમને હજો અગણિત વારંવાર.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ



## श्रीगोवर्धननाथजी नाथद्वारा.



व्रजस्त्रीविप्रयोगाग्निशमनाय य उत्थितः ।
दिनान्तेऽद्भुतजीमूतस्तच्छायास्तु सदा मयि ॥१॥

## श्रीमद्वल्लभाचार्यजी.



श्रीभागवतप्रतिपदमणिवरभावांशुभूषिता मूर्तिः।
श्रीवल्लभाभिधानस्तनोतु निजदाससौभाग्यम् ॥

# પ્રાસંગિક

(૧) વેદોના અંગોમાંના એક ભાગ તરીકે ઉપનિષદોની ગણના કરવામાં આવે છે એટલુંજ કહેવું બસ નથી. પણ ધર્મમાં સત્ય–બ્રહ્મ–આત્મા ઓળખવાના સાધન તરીકે છે એમ કહેવામાં જરાપણ અતિશયોક્તિ નથી.

(૨) ઉપનિષદોએ આપણને દેખાડ્યું છે કે સત્ય બ્રહ્મ–આત્મા એ એકજ છે સર્વે સ્થાવર અને જંગમ ઉત્પન્ન થયું છે તે તેની માયાથીજ ઉત્પન્ન થઈ તેનીજ મરજી પ્રમાણે ચાલી તેમાંજ મળી જવા માટે ભૂલા પડેલ પ્રવાસીને એક માર્ગદર્શક ભોમીયાની ગરજ આ ઉપ-નિષદો સારે છે.

(૩) મૂળ ઉપનિષદોની સંખ્યા ૧૦૮ જેટલી ગણાય છે પણ પાછળથી તેમાં થોડો ઘણો વધારો થએલો હોવાથી તે કેટલા છે તે ચોકસપણે કહી શકાતું નથી.

(૪) આ ઉપનિષદોમાંથી જેની ઉપર આચાર્યોએ ખાસ ટીકા કરી હોય અને પુર્વ અને પશ્ચિમના લોકોનું ખાસ ધ્યાન ખેંચ્યું હોય તેમાંનું એક કઠોપનિષદ્ છે.

(૫) કઠોપનિષદ્‌માં યમરાજા અને નચિકેતનો સંવાદ આવે છે તેની અંદર નચિકેતે પિતૃભક્તિ દેખાડીને વરદાન માગતી વખતે કેટલા કેટલા પ્રલોભનો યમરાજાએ દેખાડ્યા છતાં તેમને વશ ન થતાં પોતે અધ્યાત્મજ્ઞાન જાણવાની જે ઇચ્છા દેખાડી છે તે વિદ્યા આગળ યમરાજાએ દેખાડેલા પ્રલોભનો તુચ્છ માત્ર છે એમ પ્રતિપાદન કરી ખરો માર્ગ જાણવાની જીજ્ઞાસા તૃપ્ત કરી છે. તે તથા આત્મજ્ઞાન જાણવાને માટે તથા મુક્તિ મેળવવા માટે ઉત્તમમાં ઉત્તમ જ્ઞાન સમજાવેલું છે.



## કાઠકોપનિષદ્

# ગુજરાતી પદ્ય પ્રકાશિકા.



ૐ

शान्तिपाठः

ॐ सह नाववतु । सह नौ भुनक्तु ।
सह वीर्यं करवावहै । तेजस्वि नावधी-
तमस्तु । मा विद्विषावहै ।

ॐ शान्तिः ! शान्तिः ! ! शान्तिः ! ! !

સાથે બેઉને રક્ષ તું, સાથે બેઉને પાળ.
સામર્થ્યવાન વિદ્યા ઘણી, કરીએ અમો પ્રાપ્ત.
પ્રાપ્ત વિદ્યા હોય કરેલ, સામર્થ્ય અધ્યયન થાય.
દેખાડજો ન દ્વેષ કદી, બેઉને સામર્થ્ય આપ.

ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

## પ્રથમ અધ્યાય.

ॐ उशन् ह वै वाजश्रवसः सर्व-
वेदसं ददौ तस्य ह नचिकेता नाम
पुत्र आस ॥ १ ॥

ॐ

વાજશ્રવા મોટા ઋષિ, બાળ ઉદ્દાળક જાણ ।
પુત્ર નચિકેતા તેમનો, પારંગત સુજાણ ॥
વિશ્વજીત યજ્ઞ પુરણ કરીને, દેવા બેઠા દાન ।
ગૌરૂપી જે વિત્ત તેમનું, પુરણ દીધું તમામ ॥

तँह कुमारँसन्तं दक्षिणासु नीय-
मानासु श्रद्धाविवेश सोऽमन्यत ॥ २ ॥

અદુગ્ધા દુગ્ધા હતી તેવી, સર્વે દીધી ત્યાંય ।
નચિકેતા મન વિચારે, કેવુંજ આ કલ્યાણ ॥

पीतोदका जग्धतृणा दुग्धदोहा नि-
रिन्द्रियाः । अनन्दा नाम ते लोका-
स्तान्स गच्छति ता ददत् ॥ ३ ॥

શક્તિ હણાયેલ જલપિવે, દુધ આપે ના શક્ત ।
ગર્ભધારણ નવ કરે, ખાઈ શકે નવ તર્ણ ॥

ગાયો એવી દાનથી, નવ આપે આનંદ ।
આ લોકે તે મોકલે, સરતો નવ કોઈ અર્થ ॥

स होवाच पितरं तत कस्मै मां दास्यसीति । द्वितीयं तृतीयं तꣳहोवाच मृत्यवे त्वा ददामीति ॥ ४ ॥

વિચાર આ મનથી કરી, વળિયો તે નિજતાત ।
પ્રભુ રહેલ છું એકલો, હુંજ તમારો બાળ ॥
આપો કોને દાનમાં, કહ્યું એક બે વાર ।
પ્રત્યુત્તર નહીં દેઇ પિતા, નહિ કરી દરકાર ॥
પુત્રે ફરીથી પુછીઉં, ચ્હડી એમને રીસ ।
બોલ્યા ગંભિર વેણથી, યમરાજાને દઇશ ॥

बहूनामेमि प्रथमो बहूनामेमि मध्यमः । किꣳस्विद्यमस्य कर्तव्यं यन्मयाद्य करिष्यति ॥ ५ ॥

વચન પિતાના સાંભળ્યા, મને કર્યો વિચાર ।
ત્રણ શ્રેણિના પુત્ર શિષ્યો, કહ્યા છે પુસ્તકમાંય ॥

ઇચ્છા જાણીને તાતની, કરવા લાગે કામ ।
શ્રેણિ ઉત્તમજ તેહુની, ઉજાળે પિતુ નામ ॥
બીજી જે આજ્ઞા ધરે, ખરે છે કહેવાય ।
યોનિ નીચ કહેવાય છે, આજ્ઞા ન ધરે કાન ॥
કાર્ય તાતનો શો સરે, મોકલીજ યમસદન ।
વિચાર તેણે દ્દઢ કરી, જાવા કરીઉં મન ॥
લેવા શિખ તે આવીઓ, દ્યો વડિલ આજ્ઞાય ।
બોલ્યું પાળવું આપનું, એજ ખરો નિરધાર ॥

अनुपश्य यथा पूर्वे प्रतिपश्य तथापरे । सस्यमिव मर्त्यः पच्यते सस्यमिवाजायते पुनः ॥ ६ ॥

લોક પૂર્વે અનુસર્યા, જુઓ હાલની રીત ।
મૃત્યુ પામીને પુન તે, જન્મે છે અનાજ સિદ્ધ ॥
સૃષ્ટિ સ્વપ્નમાં નવકો એ, આજ્ઞા લોપી જાણ ।
આળસ હું શાને કરૂં, જાવા યમપુરદ્વાર ॥
રસતા સત્યાસત્ય બે છે, પૃથ્વી આની મોઝાર ।
ભવસાગર તર્યા સત્યથી, વડિલ આપણા સાર ॥

અસત્યે નવ પામે કોઈ, આજ જગતનો પાર ।
પશુ પક્ષિ કીટ પતંગની, ભવાટવિ અટવાય ॥
પગલે ચાલી વડિલના, જાવુંછે યમસદન ।
આજ્ઞા વ્હેલી દો મને, જાવુંછ એ સુજમન ॥
ખિન મન હૃદય કચવાતાં, આજ્ઞા આપી જ્યાંય ।
દટપટ કરતો સદેહે, તે ગયો યમને દ્વાર ॥
યમરાજા અન્ય કામથી, ન્હોતા નિજ ભૂવન ।
અનશાન રાત્રિ ત્રણ ગયે, પધાર્યા ચોથે દન ॥
ચેતાવ્યું પરિચારીકે, બ્રાહ્મણ અનશાન વ્રત ।
બેઠો આપણ બારણે, કરો તેનું પૂજન ॥

वैश्वानरः प्रविशत्यतिथिर्ब्राह्मणो गृहान् । तस्यैताꣳशान्तिं कुर्वन्ति हर वैवस्वतोदकम् ॥ ७ ॥

અતિથિ આવ્યો ઘરમાંહીં, ગણાય તે અગ્નિરૂપ ।
હો વૈવસ્વત શાન્તિ કાજ, કરે ગૃહો જલભૂત ॥

आशाप्रतीक्षे संगतꣳसूनृतां च
इष्टापूर्ते पुत्रपशूꣳश्च सर्वान् ।

एतद् वृङ्क्ते पुरुषस्याल्पमेधसो
यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥८॥

ભરેલ આશા આવીને, પરોણો વિણ ભોજન।
નષ્ટ આશા તેની સર્વે, થાય છે મંદ અકલ ॥
ઇચ્છિત પ્રાપ્તિ તથા તેનું, ફળો ભાષા મધુર।
યજ્ઞ યાગાદીના વળી, રહે તેથી તો દૂર ॥
પુત્ર પૌત્રોના નાશનું, તથા પશુરૂપ ગરથ।
કારણ છે એમાં રહે, સાંભળો સાચ મરમ ॥
પરોણાને સત્કારે ન, જાય તેની રિધ સિધ।
પુજા પાદ પ્રક્ષાલને, મેળવોને આશિષ ॥
કનકકળશ કરમાં ગ્રહી, પધરાવી ઋષિબાળ।
પૂજા અર્ચન કર્યા પછી, માગી લીધ ક્ષમાય ॥

तिस्रो रात्रीर्यदवात्सीर्गृहे मेऽनश्न-
न्ब्रह्मन्नतिथिर्नमस्यः । नमस्तेऽस्तु
ब्रह्मन्स्वस्ति मेऽस्तु तस्मात्प्रति त्रीन्व-
रान्वृणीष्व ॥ ९ ॥

જાણી કારણ આગમન, આપ્યા ત્રણ વરદાન
ત્રણ રાત્રી અનશાન રહ્યા, તેનું પાતક જાય।

## प्रथम वरः पितृपरितोषः

शान्तसंकल्पः सुमना यथा स्या-
द्वीतमन्युर्गौतमो माभिमृत्यो।
त्वत्प्रसृष्टं माभिवदेत्प्रतीत
एतत्त्रयाणां प्रथमं वरं वृणे ॥१०॥

ઇચ્છા જાણીને યમતણી, નિજ મન કરી વિચાર।
ના ભૂલે તાત મુજ મને, દો પ્રથમે વરદાન ॥
જાતાં પાછો અત્રેથી, હતીજ જેવી પ્રીત।
મારી ઉપરે એમની, રાખે તેવી રીત ॥

मृत्युरुवाच—

यथा पुरस्ताद्भविता प्रतीत औद्दाल-
किरारुणिर्मत्प्रसृष्टः । सुखँ रात्रीः
शयिता वीतमन्युस्त्वां ददृशिवान्मृत्यु-
मुखात्प्रमुक्तम् ॥ ११ ॥

યમરાય બોલ્યા:—

પામીને મુજ પ્રેરણા, અરૂણ પુત્ર ઉદ્દાલક ।
રાત્રિ શેષમાં એ સૂશે, દેખ મૃત્યુપાશ અબધ ॥
'તથાસ્તુ' શબ્દ શાંભળી, થયું છે મન પ્રસન્ન ।
યમરાય ત્યાં બોલીઆ, માગો બીજું વચન ॥

नचिकेता उवाच—

स्वर्गे लोके न भयं किंचनास्ति
न तत्र त्वं न जरया बिभेति ।
उभे तीर्त्वाशनायापिपासे
शोकातिगो मोदते स्वर्गलोके ॥१२॥

નચિકેતા બોલ્યો—

ના ભય દીસે સ્વર્ગલોક, બુઢાપો તથા આપ ।
ભૂખ પ્યાસ પણ નવ પિડે, રે' આનંદ અમાપ ॥

स त्वमग्निँस्वर्ग्यमध्येषि मृत्यो
प्रब्रूहि त्वँश्रद्दधानाय मह्यम् ।
स्वर्गलोका अमृतत्वं भजन्त
एतद्द्वितीयेन वृणे वरेण ॥ १३ ॥

સ્વર્ગના સાધનભૂત અગ્નિ, મૃત્યુ જાણો છો આપ
સેવાથી અમૃત મળેછે, એ બીજું વરદાન ॥
ચાલી આવે વન્હિ પૂજા, અનાદિ કાળે જેહ ।
છે મન તલસ્યું શિખવા, તમો જ્ઞાન દો એજ ॥

मृत्योः प्रतिज्ञेयम्—

प्र ते ब्रवीमि तदु मे निबोध
स्वर्ग्यमग्निं नचिकेतः प्रजानन् ।
अनन्तलोकाप्तिमथो प्रतिष्ठां
विद्धि त्वमेतान्निहितं गुहायाम् ॥१४॥

યમરાજ બોલ્યા—

સુણ નચિકેત કહુંછ તને, જાણુંછ પૂજા સાર ।
સારી રીતથી શિખીને, હૃદયગુહા તે રાખ ॥
પ્રસન્ન મુખથી બોલીઆ, રાજા મુખથી વાણ ।
વરદાને ઉત્તમ ગૃહ્યો, ન કાંઈ રાખી વાણ ॥
જાણો છો પરા પૂર્વથી, સૂર્ય અગ્નિ પૂજાય ।
દેખાતા નામે જુદા, છે બેઉ એક કાય ॥
સ્વર્ગ પામી જે પુજનથી, પામ્યો છઉં અધિપત્ય
શિખવું જરૂર વ્હાલા તને, તેહની તો હું ગત

इदं श्रुतेर्वचनम् ।

लोकादिमग्निं तमुवाच तस्मै या इष्टका यावतीर्वा यथा वा । स चापि तत्प्रत्यवदद्यथोक्तमथास्य मृत्युः पुनरेवाह तुष्टः ॥ १५ ॥

શ્રી શ્રુતિ વચન—

મૃત્તિકા ઈંટ વેદીથી, હવી સુધીનું સરવ ।
આપ્યું શિક્ષણ એ રીતે, બેસી જાય મન પર ॥
શિક્ષા કેવી લીધ તે, કરવા પરીક્ષા સાર ।
ઋષિ બાળક સમજ્યાછે શું, કરો તેનો વિસ્તાર
શબ્દે શબ્દો શિક્ષાતણા, ધર્મરાજાના ત્યાંય ।
લાગ્યો ઝટપટ બોલવા, રાખીછે નવ ક્યાશ ॥

तमब्रवीत्प्रीयमाणो महात्मा
वरं तवेहाद्य ददामि भूयः ।
तवैव नाम्ना भवितायमग्निः
सृङ्कां चेमामनेकरूपां गृहाण ॥१६॥

त्रिणाचिकेतस्त्रिभिरेत्य सन्धिं
त्रिकर्मकृत्तरति जन्ममृत्यू ।
ब्रह्मजज्ञं देवमीड्यं विदित्वा
निचाय्येमाँ शान्तिमत्यन्तमेति १७
त्रिणाचिकेतस्त्रयमेतद्विदित्वा
य एवं विद्वाँश्चिनुते नाचिकेतम् ।
स मृत्युपाशान्पुरतः प्रणोद्य
शोकातिगो मोदते स्वर्गलोके ॥१८॥
एष तेऽग्निर्नचिकेतः स्वर्ग्यो
यमवृणीथा द्वितीयेन वरेण ।
एतमग्निं तवैव प्रवक्ष्यन्ति जनास-
स्तृतीयं वरं नचिकेतो वृणीष्व ॥१९॥

ધનધન ધીર પુરૂષને, ધન્ય છે તારા તાત ।
શબ્દ એકે તું નવ ચુક્યો, ધન્ય છે તુજ અવતાર ॥
સફળ થયો જન્મારો તુજ, દઉં અધિક વરદાન ।
વિદ્યા કદી એ નવ ચુકે, સફળ કાય તુજ થાય ॥

હવે પછીથી એ અગ્નિને, ઓળખશે તુજ નામ।
સાધે સ્વર્ગને મૃત્યુ પછી, અહો આ રૂપમાળ॥
હરનિશ વખતે ત્રણ પુજે, ને પ્રવર્તે માર્ગે સત્ય
સમજણ શાસ્ત્રોની ધરે, પામે આનંદ સ્વર્ગ॥
વર ત્રીજો યાચો હવે, માગ તું ઋષિબાળ।
જોઇએ તે માગ ને, નહીં રાખ મન ફાળ॥

येयं प्रेते विचिकित्सा मनुष्ये-
ऽस्तीत्येके नायमस्तीति चैके ।
एतद्विद्यामनुशिष्टस्त्वयाहं
वराणामेष वरस्तृतीयः ॥ २० ॥

દીલ વસ્યું ઋષિ પુત્રને, સ્વર્ગ મળે શું થાય।
ગત કેવી મૃત્યુ છે પછી, એતો કેમ જણાય॥
જાણું પાસે એમની, બતાવે ખરી રાહ।
યમરાજાથી યાચિયું, દેખાડવા એ સાર॥
ગત આત્મા શી મૃત્યુ પછી, પામે જણાવો એહ
માયા મુજપર દાખવી, નવ રહે જ સંદેહ॥

આત્મા તત્વ ક્યાં જાય છે, કેડે મૃત્યુની વાર ।
શરીર બુદ્ધિ મન ઇંદ્રિયો, તેનો કરૂં વીચાર ॥
સાથે આત્મા તેમની, રાખે શો સંબંધ ।
કો વિદ્યાર્થી સ્વતંત્રથી, વદેછ નથી આત્મજ ॥
પ્રત્યક્ષ અને અનુમાનથી, મળે નવ કોઇ સાર ।
મૃત્યુ છો આપજ ખરા, કહો ખરો નિરધાર ॥
યમરાજા મન વિચારે, ખરો સમય પરીક્ષાય ।
ખરો મુમુક્ષુ છે કે નહીં, મનની વાત પ્રિછાય ॥
નવ અધિકારીને વળી, કહેતાં અનિષ્ટ થાય ।
વાતે બીજી લઈ જવું, કર્યો એવો વિચાર ॥

देवैरत्रापि विचिकित्सितं पुरा
न हि सुज्ञेयमणुरेष धर्मः ।
अन्यं वरं नचिकेतो वृणीष्व
मा मोपरोत्सीरति मा सृजैनम् २१

સંદેહમાં પડ્યા દેવો, પરાપૂર્વની વાર ।
સહેલ નવ એ જાણવું, એ મમ માટે રાખ ॥

વ્હાલા ઉંડું જ્ઞાન એ, કષ્ટથી પડે સમજણ ।
એને દઇને મુકી તું, અવર સહેલ સાંપડ ॥
એવું વ્હાલા વિપ્ર માગ, મણા ન કો રાખીશ ।
તારે માગવા જેવી, મળશે વસ્તુ માગીશ ॥
શુણી વેણ રાજા તણા, નવ તે તો ગભરાય ।
વિચાર વળિ શક્યાશક્યનો, તેને તો નવ થાય ॥

देवैरत्रापि विचिकित्सितं किल
त्वं च मृत्यो यन्न सुज्ञेयमात्थ ।
वक्ता चास्य त्वादृगन्यो न लभ्यो
नान्यो वरस्तुल्य एतस्य कश्चित् २२

નચિકેતા કહે—

દેવોને સંદે' પડ્યો, સમજવું નહીં સમર્થ ।
વાત ખરી છે આપની, જાણવા તેનો મર્મ ॥
વીકટ આપ શેને કહો, આપજ છો સહુ સમર્થ
સમજણ મુજને આપવા, સંપૂર્ણ એનો અર્થ ॥
તમ જેવા ગુરૂ જો મલે, રહેજ શો સંદેહ ।
પૂજ્ય રાજન માટે મને, આપો એ ને એહ ॥

કરવા પરિક્ષા શિષ્યોની, રીતો બે ધારાય ।
ભય ને બીજું પ્રલોભન, ભયે પડીઓ પાર ॥
નવ ભયથી તે તો ડગ્યો, કરવા લોભને વશ ।
વેણ રાજન છે ઉચ્ચર્યાં, નચિકેતાની સમક્ષ ॥

शतायुषः पुत्रपौत्रान्वृणीष्व
बहून्पशून्हस्तिहिरण्यमश्वान् ।
भूमेर्महदायतनं वृणीष्व
स्वयं च जीव शरदो यावदिच्छसि २३

एतत्तुल्यं यदि मन्यसे वरं
वृणीष्व वित्तं चिरजीविकां च ।
महाभूमौ नचिकेतस्त्वमेधि
कामानां त्वा कामभाजं करोमि २४
ये ये कामा दुर्लभा मर्त्यलोके
सर्वान्कामाँश्छन्दतः प्रार्थयस्व ।
इमा रामाः सरथाः सतूर्या
न हीदृशा लम्भनीया मनुष्यैः ।

आभिर्मत्प्रत्ताभिः परिचारयस्व
नचिकेतो मरणं मानुप्राक्षीः ॥ २५॥

ગજ, હય, રથ, મોતીતણા, પાના ને વળી રત્ન
હીરાઓના હારને, માગ કરીને પ્રયત્ન ॥
સર્ગ કેરૂં રાજ્ય આપું, ભોગવવાને તેહ ।
અરપું દિર્ઘાયુ તે સાથ, નહીં રાખ સંદેહ ॥
આપું અધિક એથી પણ, આપું રમણી જુથ ।
દાસ દાસીઓ આપું, અપસરા કેરૂં યુથ ॥
અગણિત ગાંધર્વો આપું, ગાન કરી રિઝવાય ।
આપું પૌત્રાદિક પુત્રો, જે કિર્તિ ઉજવાળાય ॥

श्वोभावा मर्त्यस्य यदन्तकैत-
त्सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।
अपि सर्वं जीवितमल्पमेव
तवैव वाहास्तव नृत्यगीते ॥२६॥

નચિકેતા કહે છે.

ભોગો અવિચલ નવ રહે, હરે ઇંદ્રિયો તેજ ।
આયુષ પણ ક્ષણુંવત છે, નાચ ગાન સંદેહ ॥

વાહન તથા આ સઘળા, રહે આપની પાસ ।
નાશ સરજ્યો છે જેનો, નવ રાખું હું આશ ॥

न वित्तेन तर्पणीयो मनुष्यो
लप्स्यामहे वित्तमद्राक्ष्म चेत्त्वा ।
जीविष्यामो यावदीशिष्यसि त्वं
वरस्तु मे वरणीयः स एव ॥२७॥

મનુષ્ય માત્ર સંતોષ નવ, ધનેથી કદી થાય ।
દર્શ પામ્યો છું આપના, સહેલ રીત પમાય ॥
શાશન વખતે આપના, મૃત્યુ ના આવે પાસ ।
વિણ આ વરદાન મને, નવ બીજી કો આશ ॥

अजीर्यताममृतानामुपेत्य
जीर्यन्मर्त्यःक्वधःस्थः प्रजानन् ।
अभिध्यायन्वर्णरतिप्रमोदा-
नतिदीर्घे जीविते को रमेत ॥२८॥

કોણ એવો પુરૂષ છે, મૃત્યુ લોકો મોઝાર ।
સુખ લાંબુંજ આયુષમાં, માને અમૃતની પાસ

यस्मिन्निदं विचिकित्सन्ति मृत्यो
यत्साम्पराये महति ब्रूहि नस्तत् ।
योऽयं वरो गूढमनुप्रविष्टो
नान्यं तस्मान्नचिकेता वृणीते २९

છે કે નવ સંદે' કરે, રાજન આ સહુ લોક ।
ગહ્વન પરલોક જાણવો, નચિકેતાને લોભ ॥

ॐ કઠોપનિષદ મધ્યે પ્રથમ અધ્યાયે
પ્રથમ વલ્લી ભાષ્ય સમાપ્ત

---

## द्वितीया वल्ली

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेय-
स्ते उभे नानार्थे पुरुषँसिनीतः ।
तयोः श्रेय आददानस्य साधु
भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते १

છે પુરુષેજ બાંધી પૃથ્વિ, શ્રેય પ્રેય બે રાહ ।
જુજવી કીધી બે દિશા, બેઉ માટે પ્રમાણ ॥
રાહે શ્રેય જનારને, સાંપડે સારૂં સર્વ ।
ભોગપ્રાપ્તિ બીજે પંથ, આવી મળે છે ગર્વ ॥

श्रेयश्च प्रेयश्च मनुष्यमेत-
स्तौ सम्परीत्य विविनक्ति धीरः ।
श्रेयो हि धीरोऽभिप्रेयसो वृणीते
प्रेयो मन्दो योगक्षेमाद्वृणीते ॥ २ ॥

ધીર પુરૂષો શ્રેષ્ઠ બેમાં, પળે શ્રેયને પંથ ।
મુરખ લોભ મમત્વ માર્યો, ગ્રહેછ બીજો સંગ ॥

स त्वं प्रियान्प्रियरूपाँश्च कामा-
नभिध्यायन्नचिकेतोऽत्यस्राक्षीः ।
नैताँसृङ्कां वित्तमयीमवाप्तो
यस्यां मज्जन्ति बह्वो मनुष्याः ॥३॥
दूरमेते विपरीते विषूची
अविद्या या च विद्येति ज्ञाता ।

विद्याभीप्सितं नचिकेतसं मन्ये
न त्वा कामा बहवो लोलुपन्तः ॥४॥

લલચાયો નચિકેત ન, લાલચે મોહપાશ ।
રાહે લક્ષ્મી દેખીને, લોક થાય છે નાશ ॥
અવિદ્યા ને વિદ્યા એના, જુજવા છે બે અંત ।
છો ઉપાસિજ વિદ્યાતણો, શીખ રાખીને ખંત ॥

अविद्यायामन्तरे वर्तमानाः
स्वयं धीराः पण्डितंमन्यमानाः ।
दन्द्रम्यमाणाः परियन्ति मूढा
अन्धेनैव नीयमाना यथान्धाः ॥५॥

નિજની બુદ્ધિ ગણે અજ્ઞાની, ડાહી અવરે સાર
રખડ્યા કરે ગર્વ માંહીં, અંધ લાકડી હાર ॥

न साम्परायः प्रतिभाति बालं
प्रमाद्यन्तं वित्तमोहेन मूढम् ।
अयं लोको नास्ति पर इति मानी
पुनः पुनर्वशमापद्यते मे ॥ ६ ॥

એફ્રિકશ બચ્ચા પેઠે, લક્ષ્મી માટે ઝાંખે ।
ભૂતળ ઉપર મોજમઝા, વિણુ ના બીજું યાચે॥
ફેર જનમતો પૃથ્વિઉપર, મરતાં વારંવાર ।
ભવાટવિમાંહે રખડે, જેનો નાવે પાર ॥

श्रवणायापि बहुभिर्यो न लभ्यः
श्रृण्वन्तोऽपि बहवो यं न विद्युः ।
आश्चर्यो वक्ता कुशलोऽस्य लब्धा-
श्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥७॥
न नरेणावरेण प्रोक्त एष
सुविज्ञयो बहुधा चिन्त्यमानः ।
अनन्यप्रोक्ते गतिरत्र नास्ति
अणीयान्ह्यतर्क्यमणुप्रमाणात् ॥८॥

શ્રવણ કરવા આત્માને, ઘણા વેઠે છે કષ્ટ ।
ઘણા સાંભળ્યા પણ પછી, ન તે જાણે છે સ્પષ્ટ॥
જાણકાર તત્વે તેને, કોઈ ભાગ્યેજ હોય ।
શિખવાવાળો કો વિરલ, થાય મેળાપ જોગ ॥

અવિદ્યાવાળા આવર્ણેથી, જ્ઞાન ન સમજાય ।
પાસ પાસેથી ધુવડો, વળગે વાત જણાય ॥

नैषा तर्केण मतिरापनेया
प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ ।
यां त्वमापः सत्यधृतिर्बतासि
त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥९॥

તેજ જ્ઞાન આપી શકે, આત્માને નિજ જાણુ ।
જ્ઞાન માટે ખરો ઉત્સુક, શીખે ખરા પ્રમાણુ ॥
માંડી પરમાણું અણું, રૂડી રીતે શિખાય ।
શીખે પુરણુ પ્રેમે કરી, શંકા ને ન સહાય ॥
જ્ઞાન પ્રાપ્ત તે જે કરે, વિવાદ તર્ક નવ વિષય ।
આપનારો હોય જ્ઞાનિ, મળે છે મોંઘું રત્ન ॥
તુજ નચિકેત અડગ નિશ્ચય, મોહ્યુંછ દેખી મન ।
પ્રુછા કરે તુજ જેવો મળે છે કોઈ જ જન ॥

जानाम्यहꣳ शेवधिरित्यनित्यं
न ह्यध्रुवैः प्राप्यते हि ध्रुवं तत् ।

ततो मया नाचिकेतश्चितोऽग्नि-
रनित्यैर्द्रव्यैः प्राप्तवानस्मि नित्यम् ॥१०॥

નાશવંત છે પૃથ્વિ દ્રવ્યો, અવિનાશ ન થવાય।
અગ્નિ કેરૂં પુજન હું તો, કરી થયો અવિનાશ॥

कामस्याप्तिं जगतः प्रतिष्ठां
क्रतोरानन्त्यमभयस्य पारम् ।
स्तोममहदुरुगायं प्रतिष्ठां दृष्ट्वा
धृत्या धीरो नचिकेतोऽत्यस्राक्षीः ॥११॥

શિક્ષા આત્મા તત્વકાજે, તજ્યાછે ભોગ ઉપાસ।
ગ્રહો પૃથ્વિનો જે આશ્રય, ઉપાસનાનો સાર ॥
અનંતપણું તેં અભયની, પરાકાષ્ટાનું રૂપ ।
સ્તુતિને કરવાને યોગ્ય, ગહન ઓતપ્રોતરૂપ ॥
ગ્રહણ કરી બુદ્ધિમાન તે, ધૈર્ય કરી સંયોગ।
સર્વે ત્યાગી ભોગોને, કરેછે ગુણથી તોલ ॥

तं दुर्दर्शं गूढमनुप्रविष्टं
गुहाहितं गह्वरेष्ठं पुराणम् ।

अध्यात्मयोगाधिगमेन देवं
मत्वा धीरो हर्षशोकौ जहाति ॥१२॥

ઢાંકેલું ને ગુઢ દુર્દર્શ, ગુહામાં છે જે સ્થિત ।
નિદિધ્યાસનથી સનાતન, સાક્ષાત્કારેછે ચિત ॥
ધીર પુરૂષો આત્મજ્ઞાને, જાણી અધ્યાત્મ યોગ ॥
હરનિશ તે ચિંતન કરી, તજેછે હર્ષને શોક ।

एतच्छ्रुत्वा संपरिगृह्य मर्त्यः
प्रवृह्य धर्म्यमणुमेतमाप्य ।
स मोदते मोदनीयꣳहि लब्ध्वा
विवृतꣳ सद्म नचिकेतसं मन्ये ॥१३॥

આત્મવિદ્યા કહ્યું તુજને, સુણે આચાર્ય પાસ ॥
શ્રવણ મનનથી કરીને, જુએછે આત્માભાવ ॥
ઉદ્યોગેથી આત્માને, કરેછે સાક્ષાત્કાર ।
જ્ઞાનિજનો હર્ષ ધરીને, થાય છે તદ્દાકાર ॥
પ્રાણિમાત્ર મરણ આધીન, તરે તેને તો પણ ।
નચિકેતને જોઉં છું, ઉઘડે છે બ્રહ્મઘર ॥

अन्यत्र धर्मादन्यत्राधर्मादन्यत्रास्मा-
त्कृताकृतात्। अन्यत्र भूताच्च भव्याच्च
यत्तत्पश्यसि तद्वद ॥ १४ ॥

નચિકેત:—

કાર્યકારણ ધર્માધર્મ, ભિન્ન છે ભૂત ભવિષ્ય ।
રાજન તે જાણો તમો, કોણ કથે તમવીણ ॥

सर्वे वेदा यत्पदमामनन्ति
तपाꣳसि सर्वाणि च यद्वदन्ति ।
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति
तत्ते पदꣳसंग्रहेण ब्रवीम्योमित्येतत्॥

યમ:—

પ્રતિપાદન વેદો કરે, તપોનું ફળ સાધન ।
બ્રહ્મચર્યાચરણ ઇચ્છિત, કહુંછ તને હું તત્ ॥

एतद्ध्येवाक्षरं ब्रह्म एतद्ध्येवाक्षरं
परम्। एतद्ध्येवाक्षरं ज्ञात्वा यो यदि-
च्छति तस्य तत्॥ १६ ॥

છે બ્રહ્મ અક્ષર એજ તેહ, છે એજ પરમ અક્ષર।
ઇચ્છા કરે તે જાણવા, થાયછે તેનો તરત ॥
ॐ આલંબનને શ્રેષ્ઠ, ગણે અને પરજાણ।
તેનો ઉદ્યોગ જે કરે, બ્રહ્મ લોકમાં પુજાય ॥
સગુણ નિર્ગુણ બ્રહ્મોપાસક, એ ભજતા ॐઅક્ષર
તેને બ્રહ્મરૂપે લઇને, ઇચ્છિતને કરે લભ્ય ॥

न जायते म्रियते वा विपश्चि-
न्नायं कुतश्चिन्न बभूव कश्चित्।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो
न हन्यते हन्यमाने शरीरे ॥१७॥

અજન્મ ને મરણ વિનાનો, ન કોથી ઉત્પન્ન થાય।
ન કોઈ ઉત્પન્ન કરતો તે, જ્ઞાને આત્મા ગ્રાહ્ય ॥
અજન્મા નિત્ય અને શાશ્વત, એ છે પુરૂષ પુરાણ।
મરતો પડતાં દેહ નવ, એને આત્મા જાણ ॥

हन्ता चेन्मन्यते हन्तुँ हतश्चेन्मन्य-
ते हतम्। उभौ तौ न विजानीतो ना-
यँ हन्ति न हन्यते ॥ १८ ॥

ધારે હણવા જો કોઈ, ને ધારે હણાયલ ।
વસ્તુ જાણતા નહીં ઉભય, નાત્મા હણે હણાય ॥

अणोरणीयान्महतोमहीया-
नात्मास्य जन्तोर्निहितो गुहायाम् ।
तमक्रतुः पश्यति वीतशोको
धातुप्रसादान्महिमानमात्मनः ॥१९

સૂક્ષ્મથી પણ સૂક્ષ્મતર એજ, મહાન થકી મહાન ।
નિષ્કામ હૃદય ગુહા રહી, જુએ નિજ મહિમાય ॥

आसीनो दूरं व्रजति शयानो याति सर्वतः । कस्तं मदामदं देवं मदन्यो ज्ञातुमर्हति ॥ २० ॥

અચલ છતાં લાંબો રહે, નિદ્રામાં સર્વે જાય ।
હર્ષ શોકને નવ ગણે, મુજવિણ કોણ કળાય ॥

अशरीरꣳ शरीरेष्वनवस्थेष्ववस्थितम् । महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ २१ ॥

સ્વરૂપ વિહોણો ગુહામાં, રહેતો વ્યાપક સર્વ ।
જાણી તેને જ્ઞાનિજન, પામે નવ શોક હર્ષ ॥

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन । यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनूँस्वाम् ॥ २२ ॥

વાણી ન પહોંચી શકે, બુદ્ધિથી ન પહોંચાય ।
પ્રાપ્ય નવ જે શ્રવણથકી, નિશ્ચયાત્મક ને ગ્રાહ્ય॥

नाविरतो दुश्चरितान्नाशान्तो नासमाहितः। नाशान्तमानसो वाऽपि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ २३ ॥

પાપાચારે પ્રવર્તતો, નવ તે પ્રાપ્ત કરાય ।
શાંત અશાંતજ મન થકી, નવ તે પ્રાપ્ય કરાય ॥

જ્ઞાનવાન કર્મ જે કરે, નવ તેમાં લિંપાય ।
જનકરાય ને કૃષ્ણ જેમ, નીરલેપ તે થાય ॥

यस्य ब्रह्म च क्षत्रं च उभे भवत

ओदनः । मृत्युर्यस्योपसेचनं क इत्था
वेद यत्र सः ॥ २४ ॥

બન્ને બ્રાહ્મણ ને ક્ષત્રિયો, એ એના છે ગ્રાસ ।
સર્વે સંહારનાર મૃત્યુ, એનું શાક ગણાય ॥

ॐ કઠોપનિષદ્ પ્રથમ અધ્યાયે દ્વિતીય
વલ્લી ભાષ્ય સમાપ્ત.

---

## तृतीया वल्ली

ऋतं पिबन्तौ सुकृतस्य लोके
गुहां प्रविष्टौ परमे परार्धे ।
छायातपौ ब्रह्मविदो वदन्ति
पञ्चाग्नयो ये च त्रिणाचिकेताः १

રહી જીવાત્મા ગુહામાં, ભોગવે કર્મના ફળ ।
પરમ બ્રહ્મની છેજ ગુહા, તથા ઉત્કૃષ્ટનું ઘર ॥

બ્રહ્મવેતા ને પંચાગ્નિ, કથે છે ત્રિણાચિકેત ।
પ્રકાશ છાયા રૂપથી, હૃદયગુહામાં રહે છે ॥

यः सेतुरीजानानामक्षरं ब्रह्म यत्प-
रम् । अभयं तितीर्षतां पारं नाचिकेत
ँशकेमहि ॥ २ ॥

કર્મ કરનાર શાસ્ત્રાધીન, સેતુ છે નચિકેત ।
નિર્ભયતાથી પરક્ષર બ્રહ્મ, હેતુનેજ પામેછ ॥
ભવસાગર તરવા જેને, પુરી વાંચ્છના હોય ।
વાત જાણી તે લેવી, મન અમારે મોજ ॥
સમજણ આપું હું તને, પુરૂષકાયનો ભેદ ।
સાંભળ તું એક ચિત્તથી, નવ રાખ સંદેહ ॥

आत्मानँ रथिनं विद्धि शरीरँरथ-
मेव तु । बुद्धिं तु सारथिं विद्धि मनः
प्रग्रहमेव च ॥ ३ ॥

इन्द्रियाणि हयानाहुर्विषयां स्तेषु
गोचरान् । आत्मेन्द्रियमनोयुक्तं भोक्ते-
त्याहुर्मनीषिणः ॥ ४ ॥

यस्त्वविज्ञानवान्भवत्ययुक्तेन मन-

सा सदा। तस्येन्द्रियाण्यवश्यानि दुष्टा-
श्वा इव सारथेः ॥ ६ ॥

यस्तु विज्ञानवान्भवति युक्तेन मन-
सा सदा। तस्येन्द्रियाणि वश्यानि स-
दश्वा इव सारथेः ॥ ७ ॥

यस्त्वविज्ञानवान्भवत्यमनस्कः सदा-
शुचिः। न स तत्पदमाप्नोति सꣳसारं
चाधिगच्छति ॥ ७ ॥

પાંચ મહાભૂતો મળી, સરજેલું છે દેહ ।
નાશવંત છે તે સદા, રથ તેને તો કેહ ॥
રથી બેસે પુરૂષ થઇ, બુદ્ધિને સારથી જાણ ।
જાણ લગામ તું મનને, હય કર્મેન્દ્રિયો થાય ॥
વિચરવાના સ્થાનોને, રાહો જુજવા જાણ ।
વિચરનારો શ્રેયરસ્તે, રાખે કાબુ પ્રમાણ ॥
ઇંદ્રિયો મન શરીરની, ત્રિપુટી છે જે થાય ।
જ્ઞાનિ પુરુષ તેને ગણે, કરમોના ભોક્તાય ॥

અજ્ઞાનિ ને અવિવેકબુદ્ધિ, કાબુ અશ્વો રહે ન ।
દોડી તે નિજ મરજીથી, પરવરશે ખાડેજ ॥
વિવેકબુદ્ધિ નિષ્ઠાવાળી, મન પોતાની સાથ ।
રાખી ઇંદ્રિયો કાબુમાં, સત્ય માર્ગે છે જાય ॥
અવિવેકી મલીન ચીતે, નવ પામે છે પાર ।
ફેરા ભવાટવિ ફરતો, જન્મેછ વારંવાર ॥

**यस्तु विज्ञानवान्भवति समनस्कः सदा शुचिः । स तु तत्पदमाप्नोति यस्माद्भूयो न जायते ॥ ८ ॥**

**विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः । सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥ ९ ॥**

વિવેકવાળો નિશ્ચયબુદ્ધિ, રહેછ પવિત્ર સદાય ।
તે 'તત્' પદને પામેછ, પાછું નજ અવાય ॥
'તત્' પદ તે વિષ્ણુકેરૂં, સંસારે ગતિ પાર ।
તેથી પર છે કો નહીં, અવિચળ થાય સદાય ॥

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः । मनसस्तु परा बुद्धिर्बुद्धेरात्मा महान्परः ॥ १० ॥

महतः परमव्यक्तमव्यक्तात्पुरुषः परः । पुरुषान्न परं किंचित्सा काष्ठा सा परा गतिः ॥ ११ ॥

અર્થ ઇંદ્રિયોથી પર છે, અર્થોથી પર છે મન ।
બુદ્ધિ મનથકી તો પર છે, બુદ્ધિથકી પર આત્મન ॥
અવ્યક્ત આત્માથી પર છે, તેનાથી પર પુરૂષ ।
જેથી નવ છે પર કોઇ, તેજ પરાને અવધ ॥

एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते । दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ॥ १२ ॥

રહી ભૂતોમાં ગુપ્ત ને, તે કરે આત્મપ્રકાશ ।
ચિત એકાગ્ર નિર્મળ બુદ્ધિનેજ રહે તે ગ્રાહ્ય ॥

यच्छेद्वाङ्मनसी प्राज्ञस्तद्यच्छेज्ज्ञान

आत्मनि । ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छेच्छान्त आत्मनि ॥ १३ ॥

મનથી રોકી વાણીને, કરેછ બુદ્ધિ પ્રકાશ ।
બુદ્ધિ પ્રકાશિત આત્મામાં, મહત્તત્વમાં લય થાય

उत्तिष्ठित जाग्रत प्राप्य वरान्निबोधत । क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत्कवयो वदन्ति ॥ १४ ॥

વિષમ વાટ આત્મતત્વની, અસ્ત્રાકેરી જ ધાર ।
સમજ જ્ઞાનિની જઈ સમીપ, સત્વર ઉઠી પરવાર

अशब्दमस्पर्शमरूपमव्ययं
तथारसं नित्यमगन्धवच्च यत् ।
अनाद्यनन्तं महतः परं ध्रुवं
निचाय्य तन्मृत्युमुखात्प्रमुच्यते ॥१५॥

શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ, વિહોણો જ આ અવ્યય
અનંત, નિત્ય અને અનાદિ, છે તે સર્વેથી પર ॥
જાણી તેને જ્ઞાનથી, થઇને મૃત્યુથી પાર ।
ખરો મુમુક્ષુ ને જ્ઞાનિજન, નાવે વારંવાર ॥

नाचिकेतमुपाख्यानं मृत्युप्रोक्तꣳ सनातनम्। उक्त्वा श्रुत्वा च मेधावी ब्रह्मलोके महीयते ॥ १६ ॥

य इमं परमं गुह्यं श्रावयेद्ब्रह्मसंसदि। प्रयतः श्राद्धकाले वा तदानन्त्याय कल्पते ॥ तदानन्त्याय कल्पत इति ॥१७॥

કહેલ યમ નચિકેતને, પૂર્વ જે ઉપઆખ્યાન ।
સુણે જ્ઞાનિ અથવા કથે, જાય ખચિત બ્રહ્મધામ ॥
અત્યંત ગુપ્ત આખ્યાન આ, શ્રાધ કે બ્રહ્મસભાય ।
સંભળાવેછ સારથી, સમર્થ અનંત ફળ થાય ॥

ॐ કઠોપનિષદ્દ પ્રથમ અધ્યાયે તૃતીય
વલ્લી ભાષ્ય સમાપ્ત ॥



# द्वितीयोऽध्याय

## प्रथमा वल्ली

पराञ्चि खानि व्यतृणत्स्वयंभू-
स्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्ष-
दावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ १ ॥

સ્વયંભૂ કરી ઇન્દ્રિયો, બહિર્મુખ કરે નિરોધ ।
જ્ઞાનિ તેનેજ વશ કરી, પ્રત્યગાત્માનો જોગ ॥

पराचः कामाननुयन्ति बाला-
स्ते मृत्योर्यन्ति विततस्य पाशम् ।
अथ धीरा अमृतत्वं विदित्वा
ध्रुवमध्रुवेष्विह न प्रार्थयन्ते ॥ २ ॥

અલ્પ બુદ્ધિ વિષયોની પ્રતિ, જાય છે મુકી દોડ ।
સર્વ ભણીથી વ્યાપ્ત મરણ, પાસ નવ શકે છોડ ॥

અમૃતપણાની વિવેકી, જાણીને સર્વ રીત ।
નવ ઇચ્છા કરતો અનિત્યો, રાખે દીલે પ્રીત ॥

येन रूपं रसं गन्धं शब्दान्स्पर्शांश्च मैथुनान् । एतेनैव विजानाति किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ३ ॥

શબ્દ સ્પર્શ રૂપ રસ ને ગંધ, ભૂતો ગુણો મૈથુન ।
જાણી અનિત્ય જ જે તજે, આત્મા તે થાય બ્રહ્મ ॥

स्वप्नान्तं जागरितान्तं चोभौ येनानुपश्यति । महान्तं विभुमात्मानं मत्वा धीरो न शोचति ॥ ४ ॥

સ્વપ્નાવસ્થા જાગ્રતમાંય, અનુભવ જે જે થાય ।
દ્રષ્ટા તેનો આત્માજ છે, વ્યાપક ને અધિષ્ઠાન ॥
પરમાત્મા બ્રહ્મ એજ છે, દિલથી નિશ્ચે થાય ।
એવા જ્ઞાને જ્ઞાનિ જન, ન કરતો શોક કાય ॥

य इमं मध्वदं वेद आत्मानं जीवमन्तिकात् । ईशानं भूतभव्यस्य न ततो विजुगुप्सते । एतद्वै तत् ॥ ५ ॥

यः पूर्वं तपसो जातमद्भ्यः पूर्वमजायत । गुहां प्रविश्य तिष्ठन्तं यो भूतेभिर्व्यपश्यत । एतद्वै तत् ॥ ६ ॥

ભોક્તા કર્મો ફળ જીવ છે, જાણે આત્મા અભેદ ।
રક્ષણ કરવા તે ન ઇચ્છી, ભૂત ભાવિ સ્વયશેજ ॥
જળ ભૂતો આદિ પૂર્વે, ને તપરૂપ બ્રહ્મ પ્રથમ ।
હૃદયગુહામાં સ્થિતિ કરી, રહેલો છે તે બ્રહ્મ ॥

या प्राणेन संभवत्यदितिर्देवतामयी । गुहां प्रविश्य तिष्ठन्तीं या भूतेभिर्व्यजायत । एतद्वै तत् ॥ ७ ॥

ઉત્પન્ન પ્રાણરૂપે થઇને, અદિતિ જે કહેવાય ।
હૃદયાકાશ વાસ લઈ, રહેલા બ્રહ્મ જણાય ॥

अरण्योर्निहितो जातवेदा गर्भ इव सुभृतो गर्भिणीभिः । दिवे दिव ईड्यो जागृवद्भिर्हविष्मद्भिर्मनुष्येभिरग्निः ॥
एतद्वै तत् ॥ ८ ॥

યજ્ઞરૂપે રહે અરણીમાં, કરે સ્ત્રી ગર્ભધારણ ।
સર્વ સાધનમાં રહે છે, હોતા હવી કારણ ॥
સ્તુતિ જાગનારા કરેછ, કરેછ હોતા ગાન ।
જાતવેદા એ અગ્નિ તું, બ્રહ્મકેરૂં રૂપ જાણ ॥

यतश्चोदेति सूर्योऽस्तं यत्र च गच्छति । तं देवाः सर्वे अर्पितास्तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ ९ ॥

यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह । मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ १० ॥

સૂર્ય ઉગે છે જ્યાંથકી, જ્યાં પામે તે અસ્ત ।
સર્વે દેવો સ્થિત રહેલ, સ્થાવર અને જંગમ ॥
વ્યાપક રહી સર્વ દિશામાં, આજ્ઞા નવ લોપાય ।
બ્રહ્મરૂપ રહેલો આત્મા, ખરેખર છે મહાન ॥
જે બ્રહ્માત્મા અવનિઉપર, તેજ આકાશે સ્થિત ।
એ બે જે ગણે જુજવા, મૃત્યુ શિવા ન અવરપ્રિત ॥

मनसैवेदमाप्तव्यं नेह नानास्ति किंचन।
मृत्योः स मृत्युं गच्छति य इह नानेव
पश्यति ॥ ११ ॥

પ્રાપ્ત મનથી કરવા યોગ્ય, ભેદ ન તેમાં લેશ।
જે નવ આ મૂર્ખો માને, પામે છે મૃત્યુ ક્લેશ॥

अङ्गुष्ठमात्रः पुरुषो मध्य आत्मनि
तिष्ठति। ईशानो भूतभव्यस्य न ततो
विजुगुप्सते। एतद्वै तत् ॥ १२ ॥

अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिवाधूमकः।
ईशानो भूतभव्यस्य स एवाद्य स उ
श्वः। एतद्वै तत् ॥ १३ ॥

હૃદયાકાશમાં રહેછે, પુરૂષ માત્ર અંગુષ્ઠ।
ભૂત ભાવિનો નિયામક, રક્ષણથી રહેછે દૂર॥
ધૂમ વિહોણો પ્રકાશે, નહીં ઇચ્છે તે રક્ષણ।
સ્થિત આજ કાલમાં સર્વે, તેને સહુ કહે બ્રહ્મ॥

यथोदकं दुर्गे वृष्टं पर्वतेषु विधावति।
एवं धर्मान्पृथक्पश्यंस्तानेवानुविधावति
यथोदकं शुद्धे शुद्धमासिक्तं तादृगेव भवति। एवं मुनेर्विजानत आत्मा भवति गौतम ॥ १५ ॥

વરસેલું પર્વતપરથી, નીચે પામે વિનાશ।
જોનારો દેહો પૃથક્, નોતરિ લે છે નાશ ॥
કદી નાખેથી શુદ્ધ જલ, જલ શુદ્ધમાં નવ અશુદ્ધ।
મિછે ગૌતમ જે બ્રહ્મને, રહે છે સદા વિશુદ્ધ ॥

ૐ કઠોપનિષદ્ દ્વિતીય અધ્યાયે પ્રથમ
વલ્લી ભાષ્ય સમાપ્ત.

---

## द्वितीया वल्ली

पुरमेकादशद्वारमजस्यावक्रचेतसः।
अनुष्ठाय न शोचति विमुक्तश्च विमुच्यते। एतद्वै तत् ॥ १ ॥

ઓળખ નેત્ર, કાન, નાક, મુખ, નાભિ, ગુદા, શિશ્ન ।
એ સર્વ બ્રહ્મરંધ્રજ મળી, થાય પુર એકાદશ ॥
આત્મા તેમાંહે અજન્મ, રહે છે ત્યાં થઈ સ્થિત ।
ધ્યાન ધરતાં નિત્ય તેનું, થવાયછ શોકરહિત ॥

हँसः शुचिषद्वसुरन्तरिक्षसद्धोता वेदिषदतिथिर्दुरोणसत् । नृषद्वरसदृत-सद्व्योमसदब्जा गोजा ऋतजा अद्रिजा ऋतं बृहत् ॥ २ ॥

ગમન હંશ તે થઈ કરે, શુચિશત્ સૂર્યાકાશ ।
નિવાસ સર્વેનોથી વસુ, અંતરિક્ષસત્ જે વાય ॥
અગ્નિરૂપે રહેલ હોતા, વેદિરૂપે વેદિસત્ ।
ઘરમાં બ્રાહ્મણ અતિથિ જે તેથી તે દુરોણસત્ ॥
મનુષ્યોમાં રહેલ હોવે, નૃષત્થી ઓળખાય ।
વસેલ સરવે દેવમાં, વરસત્ નામ ગણાય ॥
યજ્ઞમાંહે વાસો કરી, ઋતત્સત્ ધરે નામ ।
વ્યોમે રહેલ વ્યોમસત્, અબ્જા વારિ પ્રમાણ ॥

વનસ્પતિ ગોજા ઉપજતો, ઋતજા છે યજ્ઞે અંગ ।
કેવાય છે તે અદ્રિજા, નિકળે નદિ થી પર્વત ॥
સત્ય ગણાય ભાવે ઋત, સર્વે કારણ બૃહત ।
રવિ કેશ મંત્રો છે આ, નિયોજે છે તે બ્રહ્મ ॥
સકળ સર્ગનો એ રીતે, સર્વવ્યાપી છે એક ।
જ્ઞાનિ તેમાં નવ ગણેછ, લેશમાત્રનો ભેદ ॥

ऊर्ध्वं प्राणमुन्नयत्यपानं प्रत्यगस्यति ।
मध्ये वामनमासीनं विश्वेदेवा उपासते ॥ ३ ॥

ઉપર ચલાવે પ્રાણને નીચે, લઈ જ અપાન ।
વામનરૂપે મધ્યે રહે, સર્વ દેવનું નિધાન ॥

अस्य विस्रंसमानस्य शरीरस्थस्य देहिनः । देहाद्विमुच्यमानस्य किमत्र परिशिष्यते । एतद्वै तत् ॥ ४ ॥

પડવા આ શરીર પછી, જાતો ઉડી અદ્રશ્ય ।
લેશ બાકી ન રાખતો, જાણવો તેને બ્રહ્મ ॥

न प्राणेन नापानेन मर्त्यो जीवति कश्चन । इतरेण तु जीवन्ति यस्मिन्नेतावुपाश्रितौ ॥ ५ ॥

પ્રાણાપાન વાયુ પૃથક્, જીવાડવા ન સમર્થ ।
જીવાડનાર છે જુદો, બેઉ જેમાં વસત ॥

हन्त त इदं प्रवक्ष्यामि गुह्यं ब्रह्म सनातनम् । यथा च मरणं प्राप्य आत्मा भवति गौतम ॥ ६ ॥

હું થઇને પ્રસન્ન ગૌતમ, અતિ ગુહ્ય સનાતન ।
ધ્યાને સાંભળ છું કથું, મૃત્યુબાદ જે આત્મગત ॥

योनिमन्ये प्रपद्यन्ते शरीरत्वाय देहिनः । स्थाणुमन्येऽनुसंयन्ति यथाकर्म यथाश्रुतम् ॥ ७ ॥

દેહે મમત્વને કોઈ, પામે યોનિ પ્રવેશ ।
સ્થાવર તો બીજા થતા, ભોગવે કર્મ ક્લેશ ॥

य एष सुप्तेषु जागर्ति कामं कामं पुरुषो निर्मिमाणः। तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते। तस्मिँल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन। एतद्वै तत् ८

જાગ્રત રહેતો સ્વપ્નમાં, સમુહેંદ્રિય લિન થાય।
આશ્રયદાતાજ અવિચલ, બ્રહ્મ તેજ કહેવાય॥
નવ આજ્ઞા ઉથાપે કો, વર્તે સર્વેમાં આણ।
તેને તો બ્રહ્મ જાણ તું, અહીંનેજ ખરૂં પ્રમાણ॥

अग्निर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥९॥

वायुर्यथैको भुवनं प्रविष्टो
रूपं रूपं प्रतिरूपो बभूव।
एकस्तथा सर्वभूतान्तरात्मा
रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥१०॥

પ્રતિ ભૂવનમાં અગ્નિ જતાં, રૂપ પ્રતિરૂપ થાય ।
અળગા રૂપે વાયુ રહે, પૃથક ઘાટ મોઝાર ॥
સાદી સમજણના રૂપે, સમજવાનુંછ એમ ।
એકજ રૂપે બેઉ છે, છે આત્માનું તેમ ॥

सूर्यो यथा सर्वलोकस्य चक्षु-
र्न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा
न लिप्यते लोकदुःखेन बाह्यः ॥११॥

બાહ્ય દોષો નવ લોપે, લોકોનો ચક્ષુ તેજ ।
અંતરાત્મા તેજ રીતે, બાહ્ય દુખે ન દુખેછ ॥

एको वशी सर्वभूतान्तरात्मा
एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-
स्तेषां सुखं शाश्वतं नेतरेषाम् ॥१२॥
नित्योऽनित्यानां चेतनश्चेतनाना-
मेको बहूनां यो विदधाति कामान् ।

तमात्मस्थं येऽनुपश्यन्ति धीरा-

स्तेषां शान्तिः शाश्वती नेतरेषाम् १३

સર્વ ભૂતોની અંતરે, એકજ આત્મ રહેલ ।
સર્વ દેખાય રીતથી, પ્રથક રૂપે વસેલ ॥
અનિત્યોનું છે નિત્ય રૂપ, ચેતનતણું ચેતન ।
રૂપ જુજવે જણાઇને, સર્વને કરે પ્રસન્ન ॥
જ્ઞાનિ જન એમ માનતો, સદા નોતરેછે સુખ ।
શાંતિ અવિચળ ગ્રહણ કરી, નવ દેખેછે તે દુઃખ ॥

तदेतदिति मन्यन्तेऽनिर्देश्यं परमं सुखम् । कथं नु तद्विजानीयां किमु भाति विभाति वा ॥ १४ ॥

મમત્વ રહિત જે યોગી, સુખ પામે છે પરમ ।
એજ વિચારે વિચરતો, જાણવા તેનો મર્મ ॥
વાણી ન પહોંચી શકે, પ્રકાશે છે કે નવ ।
વિસ્પષ્ટ દેખાય કે નહીં, એમાંજ ઘાલે મન ॥

न तत्र सूर्यो भाति न चन्द्रतारकं

नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।

तमेव भान्तमनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति ॥१५॥

પ્રકાશ નવ ત્યાં સૂર્યનો, તારા ચંદ્ર તેમજ ।
વીજ પ્રકાશી નવ શકે, પ્રકાશ તેનો ગ્રહણ ॥

ૐ કઠોપનિષદ્દે દ્વિતીય અધ્યાયે દ્વિતીય
વલ્લી ભાષ્ય સમાપ્ત.



## तृतीया वल्ली

ऊर्ध्वमूलोऽवाक्शाख एषोऽश्वत्थः सनातनः । तदेव शुक्रं तद्ब्रह्म तदेवामृतमुच्यते । तस्मिंल्लोकाः श्रिताः सर्वे तदु नात्येति कश्चन । एतद्वै तत् ॥ १ ॥

ઉંડા ને ઊર્ધ્વ મુળિયાં, ગયાંછે સ્વર્ગ મોઝાર ।
આભે થડ જમાવીને, ડાળિયોનો પ્રસાર ॥
છે પાનો અવનિપરે, પિપલ સંસાર જાણ ।
તેજ અવિનાશિ શુદ્ધ છે, બ્રહ્મ આશ્રયજ પ્રમાણ ॥

यदिदं किं च जगत्सर्वं प्राण एजति निःसृतम् । महद्भयं वज्रमुद्यतं य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ २ ॥

સકળ જગત માત્ર છે આ, પ્રાણ બ્રહ્મનીજ ચાલ ।
મહાન વજ્ર જેવું ભયે, નહીં પામે વિનાશ ॥
ન કોને તે ઉલંઘતું, આજ્ઞા નવ લોપાય ।
અવિચલ એ તેજ બ્રહ્મ છે, સુએ સહુ રહે જાગ ॥

भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः । भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चमः ॥ ३ ॥

ભય જેના થી અગ્નિ સૂર્ય, તપે અવનિ મોઝાર ।
ગતિ કરતા મરૂત વર્ષા, પાંચમો મૃત્યુ પ્રયાણ ॥

इह चेदशकद्बोद्धुं प्राक्शरीरस्य विस्रसः । ततः सर्गेषु लोकेषु शरीरत्वाय कल्पते ॥ ४ ॥

આ શરીર પતન પૂર્વે, સમર્થ જાણવા થાય ।
મુક્ત લોકે આ થી થઈ, બ્રહ્મ સાથ મળીજાય ॥
નવ કરે છે અજ્ઞાનિ જે, તેની કો દરકાર ।
ભાવ પામી શરીરનો, ફેર જનમ અથડાય ॥

यथादर्शे तथात्मनि यथा स्वप्ने तथा पितृलोके। यथाप्सु परीव ददृशे तथा गन्धर्वलोके छायातपयोरिव ब्रह्मलोके ॥५

સ્પષ્ટરૂપ દેખાય ઓળો, અરિસા માંહે જેમ ।
દર્શન આત્મા નિર્મળ બુદ્ધિ જ, ખરે કરાવે તેમ ॥
પિતૃલોકમાં તથા સ્વપ્ને, વારિ ગાંધર્વલોક ।
સ્પષ્ટ નવ તે કદી દીસે, દેખાય જ બ્રહ્મલોક ॥
પ્રકાશ ને છાયારૂપે, તેનું કરે પિછાણ ।
યત્નો માનવરૂપે કરી, તે તેમાં લય થાય ॥

इन्द्रियाणां पृथग्भावमुदयास्तमयौ च यत्। पृथगुत्पद्यमानानां मत्वा धीरो न शोचति ॥ ६ ॥

સરજી પૃથક આ ઇંદ્રિયો, જાણે છે જ સ્વભાવ।
સંજ્ઞા જન્મની અને મૃત્યુ, જ્ઞાનિને ન દરકાર ॥

इन्द्रियेभ्यः परं मनो मनसः सत्त्व-
मुत्तमम् । सत्त्वादधि महानात्मा मह-
तोऽव्यक्तमुत्तमम् ॥ ७ ॥

अव्यक्तात्तु परः पुरुषो व्यापकोऽ-
लिङ्ग एव च । यं ज्ञात्वा मुच्यते जन्तु-
रमृतत्वं च गच्छति ॥ ८ ॥

મન પર છે ઇંદ્રિયોથી, બુદ્ધિ જ છે મનથી પર।
મહતત્વ બુદ્ધિ થકી પર છે, તેથી છે પર અવ્યક્ત ॥
પુરુષ અવ્યક્તથીજ પર છે, વ્યાપક ને અલિંગજ।
મળે જાણે મુક્તિ તેને, પામે છે પર અમૃત ॥

न संदृशे तिष्ठति रूपमस्य
न चक्षुषा पश्यति कश्चनैनम् ।
हृदा मनीषा मनसाभिक्लृप्तो
य एतद्विदुरमृतास्ते भवन्ति ॥ ९ ॥

કદી રૂપથી ન લિંગ તે, દેખાય ન નેત્રે લબ્ધ ।
વિકલ્પ રહિત સ્થિત હૃદયથી, મલે છે સમ્યગદર્શન ॥
કરે પ્રકાશ અંતરમાં, જે ત્યાં કરેછ ખોળ ।
અમૃત જ તે પામે ખરે, તેમાં નવ છે દોષ ॥

यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टति तामाहुः परमां गतिम् ॥ १० ॥

જ્ઞાનેંદ્રિયો શ્રોત્રુ આદિ, સ્થિત મન સાથ થાય ।
વિચાર બુદ્ધિ નહીં કરતી, પરમ ગતિ કહેવાય ॥

तां योगमिति मन्यन्ते स्थिरामिन्द्रियधारणाम् । अप्रमत्तस्तदा भवति योगो हि प्रभवाप्ययौ ॥ ११ ॥

ખરો યોગ કહેવાય છે, નિવૃત્ત ઇંદ્રિયો થાય ।
અહંભાવને તે તજે, છે જન્મ મરણ સૃષ્ટાય ॥

नैव वाचा न मनसा प्राप्तुं शक्यो न

चक्षुषा । अस्तीति ब्रुवतोऽन्यत्र कथं तदुपलभ्यते ॥ १२ ॥

શક્ય નવ પ્રાપ્ત કરવાને, વાણિ, આંખો ને, મન ।
જે વદતો એવું કરી, તે કેમ અવરે લબ્ધ ॥

अस्तीत्येवोपलब्धव्यस्तत्त्वभावेन चोभयोः । अस्तीत्येवोपलब्धस्य तत्त्वभावः प्रसीदति ॥ १३ ॥

'છે' એમજ જરૂર લેવું, બેઉમાં રૂપે તત્વ ।
અંતરાત્મા થયેલ પ્રતિત, અધિકારિ જાણે સત્વ ॥

यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ १४ ॥

હૃદય માંહે સર્વે એષણા, થાય છે ખરો ત્યાગ ।
આત્મા અમૃત પામી તે, બ્રહ્મભાવ કરે પ્રાપ્ત ॥

यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः

अथ मर्त्योऽमृतो भवत्येतावदनुशा-
सनम् ॥ १५ ॥

સ્થિત બુદ્ધિમાં સર્વે ગ્રંથી, વિનાશ તેનો થાય ।
મરણરહિત થઈ તે વાર, અમૃતમાં લીન થાય ॥

शतं चैका च हृदयस्य नाड्य-
स्तासां मूर्धानमभिनिःसृतैका ।
तयोर्ध्वमायन्नमृतत्वमेति
विष्वङ्ङन्या उत्क्रमणे भवन्ति १६

શતને એક હૃદય નાડી, મૂર્ધા નિકળી એક ।
આત્મ તેથી જાય ઉપર, થાય છે અમૃત એહ ॥
જુથ બીજા નાડિ તણા, શરીર માંહે છે સ્થિત
જાય આત્મ તે મધ્યેથી, આવે ગર્ભ માંહીંજ ॥

अङ्गुष्ठमात्रः पुरुषोऽन्तरात्मा सदा
जनानां हृदये संनिविष्टः । तं स्वाच्छ-
रीरात्प्रवृहेन्मुञ्जादिवेषीकां धैर्येण । तं

विद्याच्छुक्रममृतं तं विद्याच्छुक्रममृत-
मिति ॥ १७ ॥

મુંજ તરણ બુદ્ધિનું કરી, અંગુષ્ટ માત્ર પુરૂષ ।
સ્થિત કરેલ જે હૃદયમાં, ગણ શરીર જુદુંજ ॥
શુક્રમાની તેને અમૃત, ધૈર્યથી ત્યાગે દેહ ।
દેહ આ પડવા સમયે, ભાગ એહનો એજ ॥

मृत्युप्रोक्तां नचिकेतोऽथ लब्ध्वा
विद्यामेतां योगविधिं च कृत्स्नम् ।
ब्रह्मप्राप्तो विरजोऽभूद्विमृत्यु-
रन्योऽप्येवं यो विदध्यात्ममेव ॥१८॥

બ્રહ્મવિદ્યા જે કથી યમે, તથા આ સિદ્ધિજ યોગ ।
ગયોછ થઇને મૃત્યુ રહીત, બ્રહ્મ નચિકેત લોક ॥
અધ્યાત્મવિદ્યા આ ભણે, અન્યાત્મા રીત આ જ ।
પુણ્ય પાપેથી પરવરી, મળી જશે પરમાંય ॥

शान्तिपाठः

ॐ सह नाववतु । सह नौ भुन । सह वीर्यं करवावहै । तेजस्विनावधी- तमस्तु मा विद्विषावहै ॥ १९ ॥

ॐ शान्तिः ! शान्तिः !! शान्तिः !!!

સાથે બેઉને રક્ષતું, સાથે બેઉને પાળ ।
સામર્થ્યવાન વિદ્યા ઘણી, કરીએ અમો પ્રાપ્ત ।
પ્રાપ્ત વિદ્યા હોય કરેલ, સામર્થ્ય અધ્યયન થાય ॥
દેખાડજો ન દ્વેષ કદી, બેઉને સામર્થ્ય આપ ।

ૐ શાન્તિ: શાન્તિ શાન્તિ

ૐ કઠોપનિષદ્દે દ્વિતીય અધ્યાયે તૃતીયવલ્લી ભાષ્ય સમાપ્ત

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:

ૐ કઠોપનિષદ્દે દ્વિતીય અધ્યાય ભાષ્ય સમાપ્ત

ૐ શાન્તિ: શાન્તિ: શાન્તિ:



